# હિન્દુસ્તાનનો હીરો




લેખક

મણિલાલ સી. વ્યાસ.

# હિન્દુસ્તાનનો હીરો




લેખક અને પ્રકાશક

**મણિલાલ સી. વ્યાસ.**

પોસ્ટ વડનગર, જી. અમદાવાદ.





પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૨.





શ્રી જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસમાં શંકરરાય અમૃતરાયે છાપ્યું.

રાયપુર, વાઘેશ્વરની પોળ—અમદાવાદ.




**કિંમત ચાર આના.**

# પ્રસ્તાવના.



મહેરબાનો સર્વે સદગૃહસ્થો તથા ભાઇઓને વિનંતી પૂર્વક જણાવું છું કે જે આ (હિન્દુસ્તાનનો હીરો) નામનું પુસ્તક સ્વદેશ સેવા અર્થે મારી અલ્પ બુદ્ધિથી બનાવવામાં આવ્યું છે, તેમાં ખરો સાર શું છે અને તે સાર લેવા શા શા ઉપાયો યોજવા જોઇએ તે જાણવાની ખાસ જરૂર છે કારણ કે હિન્દુસ્તાનના ગરીબ તેમ તવંગરે કેવી રીતે વર્તવાથી પોતપોતાનું સાફલ્ય મેળવી સ્વતંત્ર બની શકે તેની આબેહુબ જ્ઞાનકળા છે. હું નથી ધારતો કે નાનાથી તે મોટા સુધીમાં સ્વતંત્રતા મેળવવા પોતાનું મન પાછળ રાખતા હોય. કદાપી મન ઉલટ રાખનાર હોય તો તેઓને કેવા સમજવા તેનો ખ્યાલ વાંચનાર કરશો. તેમજ લખાણમાં કોઈ જાતની ભૂલ હોય તો સુધારી વાંચવા તસ્દી લેશો અને વિદ્વતામાં આગળ પગલાં ધરાવનાર પુજ્ય વિદ્વાનો દેશને સ્વતંત્ર બનાવવા યોગ્ય તસ્દી લેશો એવી આશા રાખું છું. વિશેષમાં એટલું જણાવું છું કે સદર પુસ્તક બદલ મારા સુજ્ઞ હિતેચ્છુ રા. ભાઇશ્રી ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલે આ કામમાં જે સુધારા વધારા માટે સૂચનાઓ કરી છે અને તેઓનું 'હૃદયતરંગ' નામનું પુસ્તક મને ઉપયોગી થઈ પડયું છે. તે માટે હું ઘણો આભારી છું.

મણિલાલ સી. વ્યાસ.



# હિન્દુસ્તાનનો હીરો.



## ધર્મ.

૧. રાજા અને બાદશાહનો ધર્મ એ છે કે પ્રજાનું પાલન કરવું. એટલે દુઃખી થતી અટકાવવી. તેમજ સુધારા (હુન્નર) ઉપર આવેલી પ્રજા જે જે હુન્નર ઉદ્યોગ કરવા માગે તેનો અટકાવ નહીં કરતાં યોગ્ય મદદ આપવી.

૨. તવંગરનો ધર્મ એ છે કે ગરીબ લોકોને હુન્નર ઉદ્યોગે લગાડી તેઓનું પાલન કરવું.

૩. ગરીબનો ધર્મ એ છે કે પોતાને મળેલા ઉદ્યોગમાં સફળતા કરી આગળ વધવા ઉમેદ લેવી.



## ચાલતું ઉલટું.

૧. હુન્નરમાં આગળ પડતી પ્રજા જો હુન્નર કરવા ધારે છે. તો કેટલાક કાનુનથી અટકી સ્તબ્ધ થઈ જાય છે. તેનું કારણ શું તે જોવું જોઇએ.

૨. કેટલાક તવંગરો વારસામાં મળેલી લક્ષ્મીને છાંટા નાંખી ફક્ત મોજશોખ કરી પોતાની જીંદગી ગાળે છે અને પાછા આ લોક-માંથી પરલોક ગયા બાદ તેવાનેજ વારસામાં મૂકી જાય છે. પરંતુ જો હુન્નર ઉદ્યોગમાં પોતાના ધનનો ઉપયોગ કરે તો આપણી ભારત ભૂમિનું કાંઈક ભલું થાય કારણ કે હજારો વરસો સુધી પોતાનાં હજારો બાળકો નામ લે.

૩. કેટલાક ગરીબો પોતાને મલેલા ઉદ્યોગમાં મનોરાજા થઇ પોશણ કરનારને ઉલટા થઇ પાયમાલ કરવા ધારે છે. જેથી આ એક મોટી ખોડ છે તેમ. પોશણ કરનાર ધણી માણસને ઉદ્યોગે લગાડી અધવચમાં પાછા મુકી ગુલામ તરીકે વર્તન કરે છે તે પણ જોવા જોવું છે.



## જાણવાજોગ.

મઠાધીશો તથા અખાડાના મહંતોને વિનંતિ પુર્વક અરજ કરી જણાવવામાં આવે છે કે ( મઠોમાં ) ઘરથી તથા કામ ઉદ્યોગથી કંટાળેલા તેમજ અણસમજુ દસબાર વરસના બાળકો વગેરે આંખો મીંચી ગોથાં મારી ભસ્મીભૂત થાય છે. તો તેઓને સદાને માટે આ-શ્રય આપવો બંધ કરવો જોઇએ. કારણ કે આવી નિશાળોમાં દાખલ થઇ છેવટ થોડા દીવસો બાદ મંત્ર ઉપદેશમાં એજ કે બચ્ચા માંગ ખાઓ. એજ છે તો. યુરોપ, અમેરિકા, ઈંગ્લંડ તથા ભારતભૂમિની કોંગ્રેસને યાદ કરી સદર વાત અટકાવવા અને આસન સિદ્ધી મેળ-વવાના ઇલાજ લેવા જોઇએ. આસન સિદ્ધી મેળવવી એટલે શું

વિચાર કરવાનો એકે આપણા ધર્મશાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે અઠ્યાસી સહસ્ત્ર રૂષિ મુનિઓ હતા. ( જેવા જે ધર્મ હોય તેવા પેગમ્બરો વગેરે ) તેમાં માત્ર બે રૂષિઓ ઉપરથીજ ધ્યાનમાં લેશો. કે વશિષ્ઠ રૂષિએ વિશ્વામિત્રને એક રાજાના બ્રહ્મર્ષિ બનાવ્યા હતા. તેમ તમારા મઠો મંદીરો વગેરે વશિષ્ઠ રૂષિના આશ્રમ મુજબ આ જમાનામાં ગણાય તો તેવી રીતે તમો પણ કરો. શા માટે એમ થતું નથી. એ પણ એક મનુષ્યજ હતા. જો તમારૂં એવું જોવામાં આવે તો વિશ્વા મિત્રના મુજબ કોઇપણ મનુષ્ય બોધ લઇ ગુરૂનું માન વધારે અને ગુરૂના પ્રતાપથી શિષ્યનું પણ માન વધે. જેથી જન્મ સફળ થાય. અને બીજાને પણ તારે હાલમાં તો કેટલાક શક્તિમાન ઢોંગીયો ખોટા ઢોંગ કરી કેટલાક નિશાપત્તામાં અને કેટલાક વગર નિશાથી એટલે કેટલાક ધર્મમાં તંબાકુ વર્જ્ય છે તેથી તૈયાર ટાપટીપ થઇ. મફતના માલ ભોળી પ્રજા પાસેથી હુકમસર માગી લઇ મદોન્મત્ત હાથી માફક ફર્યાજ કરે છે. તો તે સુધારો કરવો તે તમારી ફરજ છે. ( આ બાબત ) જે આ ભારતભૂમિ ઉપર સર્વે પૃથક પૃથક ધર્મના ગુરૂઓ થઇ બેસી કામ કરી રહ્યા છે, તેઓ સર્વે જો આવો સુધારો કરવા પૂર્ણ ધ્યાન લેશે તો કરોડો માણસની થતી ખરાબી અટકશે. માત્ર નાટકની માફક નકલ કરવાથી ગુરૂ પદવી મનાય નહી એતો વશિષ્ઠ અને વિશ્વામિત્રની માફક પુરૂષાર્થનો ચમત્કાર કરી નમસ્કાર કરાવવો જોઇએ તો ઠીક ગણાય નહિ તો પછી બધું ગાડરીયા પ્રવાહ માફક સમજવું,

અપૂર્ણ.



## ( ભારતવાસીઓને સુચના. )

હિન્દુસ્તાનમાં લગભગ કરોડ માણસની સંખ્યા ભીખ માગનારી હશે તો તે સંખ્યા વધવાનું મૂળ કારણ આપણેજ છીએ. કારણ કે જ્યાં સુધી ભીખ માગવાથી મળે છે. ત્યાં સુધી હુન્નર ઉદ્યોગ એવા લોક કરી શકતા નથી કારણ કે આપણી પ્રજામાંની કેટલીક પ્રજા એવી તો દયાળુ છે કે જો ભીખ માગનારને નહી આપવામાં આવે તો નિઃસાસો ( શ્રાપ નાંખશે તેજ મોટી ભૂલ છે, કારણ કે હાથ પગ આંખો તેમજ શરીરમાં કોઇ જાતનો એવો રોગ થયેલો હોય કે જે ધંધો કરવાને અશક્ત છે તેનેજ મદદ કરવી જોઇએ. જો આ વાત હિન્દવાસીઓ પુરતી ધ્યાનમાં લેશે તો સુધારાનો કાંઈ ઉપયોગ થાશે યુરોપ, અમેરિકા, ઇંગ્લંડ વગેરે દેશો સંબંધી સર્વે જાણે છે તો પછી આ ભારત ભૂમિમાં તે કરવુંજ જોઇએ. અને જેવી રીતે હાલમાં એક સ્હેલો ઉદ્યોગ જેવો કે ( રેંટીઓ ) કે જે લાખો માણસો નિરૂદ્યમથી નિરાશ પામી જીંદગી ગાળતાં હતાં તેઓ કેટલો આશીર્વાદનો પોકાર આપણા મહાત્માને કરી રહ્યાં છે. તેવીજ રીતે ઉપલી બાબતની ફરજીઆત તરીકે વર્તણુક કરે તો વગર મુડીએ ખરાબ થતી પ્રજા અટકે. અને પૈસાનો બચાવ થાય તેમ પ્રકાશિત બને.



# અનુભવ.



દરેક માણસે આ દુનીઆમાંના દરેક જાતનો વિદ્યા હુન્નર ઉદ્યોગનો અનુભવ મેળવવો એ જરૂરીઆત છે. તેમ તે અનુભવ મેળવી તેમાં શું કરવાનું છે. તેના વિચારો હંમેશાં રાખવા જોઇએ જેવાકે.—

૧.

આ ભારતવાસીઓમાંના કેટલાક જે મહા મેહેનતથી સુધરેલા દેશોમાં પર્યટન કરી ઘણા ખર્ચોથી મહાન વિદ્યાનો લાભ લઇ વકીલ અને બારીસ્ટરની પદવીઓ ભોગવી કાયદા કાનુન હંમેશાં જોઈ રહ્યા છે અને લોકોના ટંટા ફીસાદો દુર કરાવી લાખો રૂપૈયા મેળવી આશીર્વાદ લઇ રહ્યા છે. તેવા દયાળુ સાહેબોએ આ ભારત ભૂમિ ઉપર જે જે હુન્નર ઉદ્યોગ કરવામાં કેટલાક અવઘડી કાનુનો નડતા હોય તો તેને બારીક નજરથી તપાસી જોઇ હુન્નર ઉદ્યોગ કરવામાં કોઇ જાતનો બાધ આવે નહી તેવા ઈલાજ કરવા હંમેશાં ધ્યાન લેવું જોઇએ. જો કે કાયદા ઘડનાર એક પાર્લામેન્ટ છે તોપણ દયાળુ સરકાર એવી નથી કે જેથી હુન્નર ઉદ્યોગ કરનારને હરકત કરે કારણ સરકાર એ માબાપ રૂપી છે તો પછી બાળકોને હરકત કરે એ અસંભવિત છે.



૨.

આ ભારતવાસીઓમાંના કેટલાક જે મહા મહેનનતથી સુધરેલા દેશોમાં પર્યટન કરી ઘણા ખર્ચોથી મહાન વિદ્યાનો લાભ લઇ એમ. ડી. તથા બીજી જે જે મોટી ડીગ્રીઓ મેળવી રહ્યા છે. અને અસાધ્ય દરદીઓને સારા કરી લાખો રૂપૈયા લઇ આશીર્વાદ મેળવી રહ્યા છે. તેવા દયાળુ સાહેબો જે દવાખાનાં ખોલી બેઠા છે. અને બહારના દેશોથી આવતી દવાઓ જેવી કે અમુક દવાતો પચીસ રૂપીયાની બાટલી અમુક દવા તો પચાસ રૂપીયાની બાટલી અને એવી તો આગળ વધતી કીંમતની ઘણી આવતી હશે તો સ્વદેશમાં બનાવવાને શું વાંધો આવતો હશે. ધારો કે વાંધો આવતો હોય તો તાત્કાલિક બંધ કરવા કોશીશ કરવી જોઇએ જેથી કાંઇક હુન્નર વધે. કદાપિ એવો પ્રશ્ન નીકળે કે અમુક દવા શું વસ્તુથી બને છે, તે ખબર નથી તો પહેલું તે બદલ જોવું જોઇએ. કદાપિ એવો પ્રશ્ન નીકળે કે એવું કારખાનું કાઢવા લાખો રૂપીઆની મૂડીજોઇએ તો હિન્દુસ્તાનમાં કોટયાધીશો મદદ કરનાર કેમ નીકળશે નહી અસલના વખતમાં આ ભારતભૂમિ ઉપર મહાસમર્થ વૈદ્યો જેવા કે ચરક, સુશ્રુત કામ કરતા હતા તે વખતમાં પણ બીમારીઓ આવીજ હશે. તો તેવા દરદીઓ કાંઇ દેવશરણ થયા નહીં હોય તો મુદ્દામાં ધારો કે જેની કીંમત રૂપીઆ પચીસની છે. તેવી દવા શોધ કરતાં કાંઇક ઓછી કીંમતે પડશે અને પાછો હુન્નર વધશે જેથી બીજાની જરૂર નહીં પડે છતાં પરબળ ( પારકી વિદ્યા ) ની જરૂર પડે એવુંજ માનતા હો તો અત્રે બનાવવામાં કાંઇ ખરચ વધુ આં-વશે તો પણ હુન્નર ચાલુ થઇ બીજી વખતે ઓછીજ કીંમતમાં

પડશે. આ ભારતભૂમિ એવી રસાળ છે કે સર્વ વસ્તુ ભરેલીજ છે. હિમાલય નિલગીરી ગિરનાર એવા ઘણા પહાડોમાં ધારો તેટલી જાતની વનસ્પતિ છે. પૈસા મેળવવાથી નામ છે તે તો અલ્પ છે પણ હજારો વરસો સુધી નામ રહે તેનેજ વિદ્યા ખીલાવી કહેવાય. અભણ માણસ કાંઇ કરી શકે નહીં તે તો ડાહ્યાઓજ કરે અને વ્યવહારિક જોતાં અડચણો પણ ડાહ્યાજ દુર કરે છે. આતો ભણવાનાં પુસ્તક પણ પરદેશી એટલે પૈસા ગયા તેમ ભણીને માલ મંગાવ્યો તે પણ પરદેશી એટલે અહીંઆંતો મજુરીનું કામ રહ્યું ને પૈસાની સહેલ પરદેશ કરવા લાગ્યો કદાપી પરદેશી દવા નહીં વાપરીએ તો શું બગડી જાય ? કાંઇ નહીં.



## ૩.

ભારતવાસીઓમાંના કેટલાક જે મહા મહેનતથી ઘણાં કષ્ટો વેઠી પુષ્કળ પૈસા ખરચ કરી સુધરેલા દેશોમાં પ્રવાસ કરી સારી વિદ્યા મેળવી ( મશીનરી વર્ક ) શીખ્યા છે જેવું કે શીવવાના સાંચાથી તે ચાલતી મીલોનાં એન્જીનો સુધી એટલે જેટલું કામ હલકાથી તે મોટા સુધી જે મશીનની મદદ વડેજ થાય છે, તેવા મશીનો બહાર દેશાવરથી લાખો રૂપીઆનાં ઘણા ટાઇમથી આવી રહ્યાં છે, અને આવે છે તો તે મશીનો અત્રે કેમ બની શકતાં નથી. તેમાં જો કારીગરોને પૈસાની અગવડથી હરકત આવતી હોયતો તે બદલ હિન્દુસ્તાનવાસી અબજો પતિ તથા કરોડો પતિઓએ નિરક્ષણ કરી આ વાતનું પહેલા પાયા ઉપર પૂર્ણ ધ્યાન દેવા જરૂર છે અને આ

વાતનું ધ્યાન પૂર્ણ મનથી લેશે તોજ હિન્દુસ્તાન ઘણીજ ઉંચી પાયરી ઉપર આવી જશે. કારણ કે સર્વ વસ્તુ મશીનથીજ થાય છે તો તે પ્રથમજ કરવું જોઇએ. ધારો કે સેંકડો વરસો થવા આવ્યાં તો હવેથી પણ જો બનાવવાનું ( તૈયાર કરવાનું ) કામ નહી શરૂ થાય તો પછી અત્યારની સ્થિતિ કરતાં આગળ ઉપર કેવી થાશે તેમ તેમાં જો બીજી અડચણો કદાપી ( કાનુન ) તરફથી આવતી હોય તો તેમાંતો સરકાર એ માબાપરૂપી છે તો તેવી અડચણો આવવી અસંભવિત છે. છતાં જો હોય તો દૂર કરવા ઇલાજ કરો. કદાપી ધાતુ ( લોઢા ) સંબંધી હોય તો તે આપણી ભારતભૂમિ ઉપર ઘણી જગ્યાએ હશે. તેની શોધ કરવી અગરતો દેશાવરથી મંગાવીને પણ આ દેશમાં હુન્નર ચાલુ કરવા ઉપર ધ્યાન લેવું જોઇએ. કારણ દાખલા તરિકે ટાંકણી અને સોય જેવી નજીવી વસ્તુ જો બહાર દેશાવરોથી નહીં આવી શકી તો અહીંઆં એકના બાર ઘણા દામ લેવામાં આવે છે. જેથી છેવટ શોષવાનું પ્રજાને છે તો તે કેટલું દુર થાય તેનો ઘણોજ મોટો વિચાર કરવો જોઇએ. તેમ બીજું જોવાનું એ છે કે મશીનરી બહાર દેશાવરોથી મંગાવનારા વેપારીઓ પાસેથી ખરીદનાર કેટલાક બુદ્ધિશાળી હોય છે અને કેટલાક અભણ પણ હોય છે. એટલે તેમાં મશીનનો વેપાર કરવાવાળો કમાયો એટલે થઇ રહ્યું, એથી કાંઇ સારૂં નહિ. કારણ કે દાખલા તરિકે ધારો કે એક ગ્રામોફોનનું મશીન ખરીદ કર્યું અને બગડયું ને સ્પ્રીંગ ટુટી ગઇ. તે સ્પ્રીંગ બહારથી શા ભાવે આવે છે અને અહિંઆં શા ભાવે વેચાય છે, તેમ જો સુધ-રાવવા ગયો તો કબલ કીંમત તો સારી પણ ચાર ઘણી ને એથી પણ વધારે દામ પડે છે ને સ્પ્રીંગ તો રઝળતી જાય છે, કારણ કે

કામમાં આવે નહીં. પરંતુ જો હિન્દુસ્તાન બનાવતો હોત તો આટલા વધારે દામ પડે નહીં અને હુન્નર વધે. એક (પ્લેટ) જેમાં ગાયન ભરાય છે તે પણ આપણા હિન્દુસ્તાનમાં ભરી શકાતાં નથી. તો બનાવવું એતો મુશ્કેલ છે. હારમોનિયમ જેવાના સુરો પણ દેશીને વિલાયતી તરીકે વપરાય છે. એનું પણ જોઇને એક મેકરમાં લાવી શકાતું નથી તો મહેરબાનો નકલ વસ્તુ ખરીદ કરી તેને અસલ રૂપમાં અહીં તૈયાર કરવી જોઇએ. તોજ સારૂં. પણ તેમ થતું નથી કારણ કે પરદેશથી આવતા માલ ઉપર કમીશન સેંકડે દશ ટકાથી પચાસ ટકા સુધી હોય છે તે વાત જે જે જાતનો માલ મંગાવનાર વેપા- રીઓ છે તેઓ જાણતા હશે. તેમાં પાછું આપણી પ્રજા એવા રૂપની છે કે તૈયાર ખોરાક મળ્યો કે બનાવવા કોણ બેસે પણ તેને સમ- જણ જ પડતી નથી કે તેમાંથી લાખો રૂપીઆ બરબાદ થાય છે. અને ફેશનમાં ભૂલા પડાય છે. અને આગળ ઉપર વધારે ભૂલા પડી જવાનું રૂપાન્તર થવાથી ભટકવા જેવું છે. મહેરબાનો બે અક્ષરની સમજ લેવા જેવી એ છે કે આ હિન્દુસ્તાનમાં કરોડો રૂપીઆનાં મશીન આવ્યાં. સદર મશીનોના રૂપીઆ બહાર ગામ ગયા વળી તમારી પાસે શું રહ્યું ? લોઢું રહ્યું વળી ગમ્મત એવી છે કે એટલી ઝીણી કલમો શીખી પરિક્ષા ક્યાં કાયમ થાય. (પરદેશ) એટલે ત્યાંની શાળાઓમાં તેમ કૉલેજોમાં પુષ્કળ પૈસા વરસાવવા આવીને હિન્દુસ્તાન- માં શું કર્યું ચલાવ્યું એટલે મજુરી કરી ત્યારે છેવટમાં પગાર લીધો ને કામ કર્યું પણ બનાવવા મળ્યું નહીં તો તેમાં શું ફાયદો કેટલા ટકા પરદેશથી કમાઇ કરી ? કાંઈ નહીં. ત્યારે શ્રીમંત તો ચાહે તેમ કરે પણ ગરીબે તો હુન્નર સ્વદેશમાં કરવો ને કારીગરી કરવી ને શ્રીમંતે

સહાય કરવી ને ઉત્તેજન આપવું નહી તો પૂર્વે હિન્દુસ્તાન હતું તેમ કરવું તોજ સાફલ્ય.

સોનું જેની કીંમ્મત રૂપીઆ પચીસ એક તોલાના ધારીએ તો ઘડીઆળની કમાન બાલ વગેરેનું વજન અને સરખામણી કરતાં કેટલો હીસાબ થાય છે. વળી દરેક કામમાં જેવા કે, સુતારી લુહારી સોનારી દરજી તેમ દરેક જાતનું કામ જે લોખંડનીજ મદદથી કરવામાં આવે છે તેવાં દરેક કામો ઉપર ધ્યાન પહોંચાડવાથી મશીનરી કામ શરૂ કરવાથી શું ફાયદો છે તે જણાશે. ઘણાંએક પુસ્તકો હુન્નરો સંબંધી નીકળી ચૂક્યાં છે જેથી વિશેષ ચીતારામાં જરૂર નથી. તો જે વેપારીઓ દુકાનોમાં હજારો જાતની મશીનરી ચીજો રાખે છે તેમાંથી ફક્ત બે ચાર જાતની બનાવવાની કોશીશ કરે તો એવા હજારો વેપારીઓ તરફથી હજારો પૃથક પૃથક ચીજો તૈયાર થાય તો કેટલો બધો ફેલાવ થાય કારણ આપણે નાનાથી તે મોટા સુધી જાણીએ છીએ કે સર્વે મશીનરીથીજ બનેલું જોવામાં આવે છે તો સદર વાત ઉપર ધ્યાન આપવું જોઇએ. એક રેંટીઆ ઉપર લાખો માણસની કમાઈ (રોજી) ચાલુ થઈ છે તે આશીર્વાદનો પોકાર કરી રહ્યાં છે તો ઉપલી બાબત અમલમાં આવવાથી કેટલાની રોજી ચાલુ થઇ હુન્નરવાન નીવડશે. ઘડીઆળી ઘડીઆળ સુધારે છે પણ બનાવી જાણતા નથી સામો ઉપદેશ કરે છે કે અમુક મેકર ઉંચામાં ઉંચો છે ને કીંમત માત્ર સો દોડસોની છે કાંઈ વધારે નથી પણ જો આ દેશમાં બનતી હોતતો કેટલો ફેર પડત ને કેવા રૂપાન્તરનો તે સમજાય. કાચ, કમાન, બાલ, ચક્કર, વગેરે જોડવાથી ઘડીઆળ બનાવી એમ સમજવું નહીં પણ તેનો સામાંન તૈયાર કરીને જોડકામ કરી

દીધું ત્યારેજ બનાવી એમ સમજવું. પૈસા ખર્ચ કર્યા એટલે ટ્રેડમાર્ક તુરત થાય છે. પણ વિદ્વાન મહેરબાનો હુન્નર ક્યારે વધશે તે જોવાનું છે. લખાણને હસવા જરૂર નથી પણ સમજવા જરૂર છે. અને ઘડીઆળનો દાખલો દરેક મશીનરી ( લોખંડી ) સામાન ઉપર સમજી લેશો તોજ બનશે. મશીનરી શું કરે છે કે જે લાખો ચીજો સહેલાઇથી બનાવે છે. તે માત્ર નીચેથી સમજાશે. જેવાં કે, બટન તેમાં દરેક જાત આવી લોખંડ પીતળ છીપનાં લાકડાંના તથા રોલ્ડ ગોલ્ડ અને બીજાં ઘણી જાતનાં આવતાં હશે. તો તે કેટલા કમીશન ઉપર આવી અહીંઆં વેચાય છે. તેમ કેટલી સફાઇ બતાવી રહ્યાં છે, તો મશીનરી બનાવવાથી કેટલા કોટિ રૂપીઆ નજીવી (હલકી) ચીજમાં જતા અટકે. ચસ્માની ફ્રેમો રોલ્ડ ગોલ્ડ કે જે ધાતુને ઓગાળી કેવા મિશ્રણથી બનાવે છે, અને શા ભાવે આવતાં આપણને શું ભાવે મલે છે? કેટલા પૈસા જતા અટકે સાધારણ સામાન જેવો કે, ઇમારતોને લગતો તેમાં ધ્યાન દઇ જુઓ તેમ વાજીંત્રોનો સામાન અને તેવી હજારો ચીજોનું સમજો. આવોજો દરેક પરચુરણ સામાન તૈયાર થાય તો લાખોમાણસોની રોજી ઉઘડે તથા પૈસાનો બચાવ થાય. હાલ તો શું થવા માંડયું છે કે, કોઇ બાહોશ સુધરેલા દેશોમાં જઇ પાછો આવી અહીંઆં બનાવવાનું ભુલી જઈ જાણતી ચીજો મંગાવી વેચવાનું શરૂ કરશે. કારણ પૈસા મળ્યા કે થયું પણ બનાવવાનું કરશે નહીં, પરંતુ તેથી ખરૂં કર્તવ્ય કર્યું કહેવાય નહીં પણ જ્યારે લાખો માણસોની રોજી ઉભી કરે તોજ કર્તવ્ય કહેવાય. અસલના વખતમાં મશીન ન હોતાં તો ખુશીથી ચાલતું હતું કારણ કે હુન્નર તો સ્વદેશમાંજ ચાલુ હતો પણ હવે પરાધીન થવા વખત આવ્યો એટલે જે અસલ હીરો

હતો તે લોઢું બન્યો. અને લોઢું હતુ તે હીરો બન્યો. આ ઉપરથી વિદ્વાનોને પૂર્ણ સમજ થાશે કે કોઇપણ કામ ફેલાવવું એ મોટા માણુસોની જરૂર છે અને એ મોટા માણુસો એમ ધારે કે અમને ફરજીઆત તરીકે સુધારવા જરૂર છે. તો કોઇ વાત બનવી એ અશક્ય નથી. પણ પેટ ભર્યું તો ભંડાર ભર્યો એટલે બીજાની (સ્વદેશની) કાળજી નથી તો પછી લક્ષ્મી હોયતો શું અગર નહી હોય તો શું માત્ર ઇલિકાબથીજ મસ્ત બન્યા તો પછી આગળ ઉપર હુન્નર વધવા સંભવ રહેશે નહી તે ચોક્કસ માનવું હિન્દુસ્તાનમાં પહેલા ગ્રામોફોન નહોતો અને હાલમાં દોઢશેર લેખે થયા એટલે શું કે ગામડાનો ખેડુત પણ ગ્રામોફોન લઇને વગાડે છે. જેથી દોઢશેર સમજવો પણ વિચાર કરેકે એ બનાવનાર ધણી કરોડો રૂપીઆ કમાયો અને નામ કાઢયું કહેવાય. ત્યારે હિન્દુસ્તાને શું કર્યું તો હિન્દુસ્તાને મજુરી કરી પૈસા ભર્યા તે ઉપરથી સર્વે સમજવું અને દરેક માણુસે હુન્નર ઉપર અને હિન્દવાસીઓએ સ્વદેશી ચીજનું સ્વદેશમાંજ બનાવી લેવું. આપણા દેશમાંથી કેટલા સારા પાકા પથ્થરો બહાર ખાતે જઇ કેવા પ્રયોગથી લોઢા રૂપે થઇ આવે છે. તે એવું કે પોલાદ તો શું ત્યારે શું આ સઘળી રસાયણ વિદ્યા ટળી તો નથી ગઇ માટે જાગૃત થવાની જરૂર છે.



## ૪–લાકડાના સામાન સંબંધી.

પેનસીલ, હોલ્ડર, ઇન્ડીપેન્ટ પેન વગેરે પણ પરદેશથી લાખો રૂપિઆનાં આવે છે તે પણ મસીનથી તેયાર થઇ આવે છે. મસીનની કેટલી જરૂર છે તે ખ્યાલ કરવાનું છે જો કે આવી નજીવી વસ્તુઓની

કિંમત અરધા આનાથી માંડીને રૂપિઆ બાર, પંદર અને એથી પણ વધારે પડે છે એ પણ અહીંઆં બનતું નથી અને લાખો રૂપિઆ બહાર જવા માંડયા છે ધારો કે કાંઇક તૈયાર થાય છે તોપણ હિન્દુસ્તાનને પુરી પડતી નથી. અને ફેશનમાં ફસાઇ લાખો રૂપિઆનો ભોગ થવા માંડયો છે. આવી તો હજારો ચીજો આવી રહી છે. આ તો માત્ર સ્વદેશમાંજ હુન્નર ચલાવી સ્વદેશમાંજ પૈસા રહે એટલા માટે ઉપરના સાદા બે દાખલા જોઇ એવી લાકડાની બનતી તમામ ચીજો ઉપર ધ્યાન લેશો કે પરદેશથી આવતા માલની હરીફાઈ થાય જેથી પારકાની જરૂર રહે નહિ. એટલે મસીન અહીં બનાવવાં નહીંતો પુર્વે હિન્દુસ્તાનમાં કેવી રીતે ચાલતું તે ઉપર લક્ષ લેવું. નહીંતો વધારે પૈસા ઉપર લક્ષ લઇ વધારે ટેકસ ભરો. છેવટમાં મૂડી કઈ જગ્યાએ જાય છે તે જુઓ.



## ૫–ધાતુ.

તાંબું, પીતળ, સોનું, ચાંદી, જરમન, સીલ્વર, એલ્યુમીનીયમ વગેરે ધાતુ બહાર દેશાવરથી આવે છે અને તે ધાતુની બનેલી ચીજો કેટલીએક અહીંઆ આવે છે. તે સર્વે પણ મશીનથી જ તૈયાર થઈ આવે છે. તેમ આપણા દેશમાં હાથકામથી સારા ઘાટ બને છે. તો હાથ કામના ઘાટ વાપરવા એજ ઠીક છે. મશીનથી જ પોલીસ ઘાટની જરૂર નથી એવું આપણા ધ્યાનમાં લઇએ તો નુકશાન નથી પણ ફાયદો છે. વળી એલ્યુમીનીયમ નામની ધાતુનો જે વપરાશ થયો છે પણ તદન નકામા જેવો છે કારણ કુટી જવાથી અગર કાણું

પડવાથી કાંઇ એક ઉપયોગ થતો નથી. તેમ તે ફુટેલાની કીંમત પણુ આવવી અશક્ય છે છતાં જો કદાપી મલતી હશે તો પણ મોટા શહેરોમાંજ. પરંતુ ગામડામાં જે લોકો એ માલ વાપરે છે તેને તો પુરૂં નુકશાન જ સમજવું તે કરતાં તાંબુ પીતળ બહુ સારાં રહે છે વલી જરમન સીલ્વરની જે ધાતુ છે તે કરતાં આપણા દેશમાં મુરાદાબાદમાં સારૂં કામ થાય છે અને તે પીતળ ઉપર બને છે અને જરમન સીલ્વર જેવું જ કામ આપે છે તેમ વળી દેશની બનાવટને ઉત્તેજન છે લાખો રૂપૈઆનો માલ જરમન સીલ્વર આ હિન્દુસ્થાનમાં આવે છે. એ ધાતુ કેવા રસાયણ પ્રયોગથી બનાવેલી છે તેનો પૂર્ણ વિચાર કરવા જેવો છે કારણ કે આ સંર્વે પ્રતાપ રસાયણના જ છે તો રસાયણ શાસ્ત્રીઓ આપણા દેશમાં ઘણાએક છે. આવી વિદ્યા ફેલાવી બહારથી જે જે ફેશન આવવા લાગી છે તેતો વિદ્વાન પુરૂષો વિચાર કરીને બહાર ખાતે જતા લાખો રૂપૈઆ અટકાવે તો કાંઇ હિન્દુસ્તાનનું ભલું થાય. કારણકે હાલમાં કેટલાક સમયથી સુધરેલા દેશોએવી ફેશનની ચીજો બનાવી હિન્દુસ્તાનમાંના લાખો રૂપૈઆ ખેંચવા માંડયા છે તેમ હિન્દુસ્તાન એવી જાળમાં લપટાયો છે કે પહેલો તો દંડ ત્યાં ( પરદેશ ) ભરી મશીન લાવે તોજ રોજગાર કરે એટલે પહેલી કમાણી ખુદાઅર્પણ. મશીન ભાગ્યું ને સામાન લેવો તો પાછા પૈસા ક્યાં જવાના ખુદા અર્પણમાં જ પણ તમો પણ (નિયમ) લ્યો કે દેશમાં મશીન બને તો જ ખરીદવું નહીં તો હાથ કારીગરી કરવી તો કેટલો સુખમય થાય. જો આ બાબતનું પૂર્ણ દૃષ્ટિથી ધ્યાન નહીં ખેંચો તો છેવટ જેમ પૃથ્વિરાજે દિલ્હીમાં સંયોગતાના પ્રતાપથી શાહબુદ્દીનને તક આપી હતી ને છેવટે આંખો ફોડાવી તેમ એવા પ્ર-

સંગો આવી જાશે. દરેક માણસ ભવિષ્ય સુધારવાનું માગે છે. બગાડવાનું માગતો નથી. તો તમો પણ ધ્યાનમાં લ્યો.



## ૬–વાર્નીસ.

આપણા હિન્દુસ્તાનમાં તલ, સરસી, એરંડી, મહુડાં, રાઇ વગેરે ઘણી જાતની તેલી જણસો થાય છે તે સર્વ જણસો બહાર દેશાવર જઇ અને તે કેવા રૂપાન્તરમાં બદલાઈ એકના દસ વીસઘણા દામથી વેચાય છે. જેવા કે વાર્નીસ તથા બલંડર જે ચીજો રંગવાના કામમાં આવે છે તે કદાપિ અત્રે વાર્નીસો બનતા હશે, પણ આજ કાલ ફેસનના બહારથી બધા પરદેશી ચીજોનું ચાખી રહ્યા છે. તો સદર વાર્નીસો લાખો રૂપિઆના આવતા અટકે. જેથી હિન્દુસ્તાનમાં પૈસો રહી શકે. એવા ઘણી જાતનાં તેલ આવે છે તે ઉપરથી ધ્યાનમાં આવશે. ઘણું જ જાણવા જેવું છે કે હિન્દુસ્તાનમાં તે પણ પુરૂં પડી શકતું નથી વળી એજ તેલોમાંથી પરફ્યુમરી અત્તરો તથા માથે નાખવાનાં તેલો પણ બની આવે છે, આવી અજાણી ચીજો કે ફલાણા મેકરનું અત્તર દશ રૂપીઆથી પચાસ રૂપીઆની બાટલી અને એથી પણ વધારે કિંમતની આવે છે. તો મહેરબાનો કેટલા ઘણા દામ બહાર ખાતે જાય છે. શું હિન્દુસ્તાનમાં સુગંધી ચીજો નથી ઉત્પન્ન થતી ? થાય છે પરંતુ કારીગરી તૈયાર મળવાથી વિદ્યા નાસવા લાગી. અને પૈસાનું પાણી થવા લાગ્યું સુધરેલા દેશોમાં ગરીબમાં ગરીબ માણસ પાસે કેટલા પૈસા હોય છે અને આ દેશમાં કેવી સ્થિતિ છે, તો કારીગરી વધારવી જોઇએ. સાધારણ રીતે એટલું તો જણાય છે કે

હિન્દુસ્તાન બહારનો જે માલ આવે છે તે માલ ઉપર સરકાર જકાત લે છે અને વેપારી માલ લાવી વેચાણ કરી કમાણી ઉપરટેક્સ આપવો પડે છે. તો આ બાબતમાં કમાણી કોને છે. મોકલનાર વેપારીએ તો પૈસા કમાઈ લીધા તેમ સરકારે પણ કમાઇ કરી. તમારે તો વેચી ખાવાનું રહ્યું બનાવવાનું રહ્યું જ નહી. પરંતુ તમો માત્ર એટલો જ ખ્યાલ કરો કે આજથી પચાસ વરસ ઉપર રસકસના શા ભાવ હતા અને માણસો કેવી વૃત્તિના હતા, તેમાં ને હાલમાં આકાશ જમીનનું અંતર થઇ ગયું છે તેવી રીતે હવેથી નિદ્રાદેવી જો નહી નીકળે તો ( મદારી માંકડાના ) ખેલ જેવું થશે.



## ૭–રંગ.

આપણા હિન્દુસ્તાનમાં (રંગ) આ મુખ્ય જરૂરીઆત ચીજ છે અને અસલના વખતમાં રંગ માટે હરડાં, બેડાં, મજીઠ, નીલ, પતંગનું લાકડું, કેસુડાં વગેરે ચીજોનો બનાવતા હતા પણ આ જમાનામાં ફેસનના બહારમાં કુટાઈ બહાર દેશાવરથી રંગ આવવા લાગ્યો છે. અને તે રંગ સુકો કેવી રીતે બનાવે છે. કે એક તોલાભર નાંખવાથી કેટલું કાપડ રંગી શકે છે. ધારો કે આ રંગ નહી હોત તો અસલ મુજબ ચાલુ રહેત કે નહી. અને જેથી લાખો કરોડો રૂપિઆનું પાણી થાત નહી. છતાં કોઈ એમ ધારે કે ઓછી મહેનતથી થોડામાં સહેલાઇથી તેમ વગર માથાકુટથી કામ થાય છે તેમાં વળી પાકું અને દેખાવડું થાય છે પરંતુ આથી હુન્નરને નુકશાન થઈ મજુરી કરવા વખત આવ્યો છે. જો આ રંગ સંબંધી પુર્ણ ઉદ્યોગ ચાલુ થાય તો

કરોડો રૂપિઆ જતા અટકે અને હુન્નર ચાલુ થાય તો ઠીક. તેમ આપણા હિન્દુસ્તાનવાસીઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે એક મનથી સ્વદેશી ચીજથી સ્વદેશમાં જે માલ બને છે તેમ હવેથી બને તો તેમાં ખાસ તેને જ ઉત્તેજન આપી ખરીદવા જરૂર છે. સોના કરતાં પણ સદર રંગની કિંમત વિશેષમાં ગણીએ તો ચાલી શકે અને તે વાતની સાબીતી જ્યારે બહારથી માલ આવતો અટક્યો તે વખતે રંગના ભાવ કેટલા ચઢી ગએલા હતા તે ઉપરથી ખાસ જણાશે, કે પારકાની આશાથી કેટલું દુઃખ અને ખરચનો વધારો વેઠવો પડ્યો તેની ખાસ સાબીતી જણાય છે. છતાં આપણા લોક કાંઇ ધ્યાનમાં લેતા નથી. તો પછી આગળ ઉપર કેટલું નિરૂદ્યોગી ખાતું થાય તેનો વિચાર જોવાનો છે. પરંતુ જો હિન્દવાસીઓ એક મતાનુસાર બહારનો રંગ નહી વાપરતાં કોઇ પણ ઇલાજથી અહીંઆ રંગ બનાવી વાપરવા ઉપર ધ્યાન આપે તો કેટલો ફાયદો થઇ હુન્નર વધે. પ્રથમ હુન્નર વધારવાની ખાસ જરૂર છે. એટલે તેમાં કદાપી દુઃખ હોય તો પણ શું એમ માનવું જોઇએ. પરંતુ હાલમાં ઠગાઇનુંજ ચાલે છે કારણ કે સારા માણસો આ વાતને સિદ્ધ માની તેના ઉપર જ રહે છે. અને કેટલાક તો દેશમાં બનેલો છે કરી ઠોકી બેસાડે છે, એટલે સ્વદેશાભિમાન એનું કાંઈ સમજતા નથી તો પછી બનાવવાનું ક્યાં રહ્યું બહારના સુધરેલા દેશો અબજોપતિ થયા તેનું મુખ્ય કારણ હુન્નર હાથમાં લીધો તેથી જ છે અને હિન્દુસ્તાને તૈયાર માલ ખરીદ કરી વેચી પેટ ભર્યું તેથી જ (બહાર દેશાવર બનેલો) એટલે હાલના આવા સંયોગો જોવા પડે છે.



## ૯–દીવાસળી.

દીવાસળી એ આપણા દેશમાં અમદાવાદ, બીલાસપુર વગેરે ઠેકાણે બને છે પરંતુ એક દીવાસળી કે એક પૈસાની ચીજ તે પણ હિન્દુસ્તાન પોતાને માટે પુરી પાડી શકતો નથી અને બહાર દેશાવરથી મંગાવે છે. તો બીજી અમૂલ્ય ચીજો બદલ શું સમજવું આપણા દેશો કદાપિ બનાવવા માંડયા છે તો પણ પુરતી હરીફાઇ થઈ શકતી નથી જેવી કે ચોમાસામાં હવા લાગુ થવાથી સળગતી નથી. એટલે સાધારણ કામ ચાલુ થતા થતામાં બહાર દેશાવર વાળાઓએ જાણ્યું કે હિન્દુસ્તાન દીવાસળી બનાવવા માંડયો. એટલે તેમણે એવી શોધ કાઢી કે, ચોમાસામાં હવાય નહી. તો વિચાર કરવાનો છે કે સામાવાળા કેટલી હરીફાઇ કરી પોતાનું નીચું પાડતા નથી. તેમ પાછું કળા એવી મુકી કે પત્થર ઉપર ઘસી શકાય નહી. જુઓ ખુબી. આતે ધોળો કે લાલ દેખાવ ધારો છો. કોઇ એમ ધારતા હશે કે અસલના વખતમાં ચકમકથી કામ ચાલતું હતું તો હાલમાં તો સારૂં છે. તેમ કોઈ એમ કહેવા માગતા હશે કે લાકડું ગંધક વગેરે પુરૂં પડી શકે એમ નથી. કદાપિ મળે છે તો મોંઘુ પડે છે. પરંતુ ભાઇઓ ? કાચું પણ સ્વદેશનું છે. વળી પુરતી રીતે શોધ કરવાથી આપણે પણ એજ રૂપાન્તરથી કરી શકીએ, પણ શરૂ કરી અડચણમાં આવ્યું અગર મૂકી દીધું એટલે ચાલ્યું ગયું એમ જો ન કરીએ તો જ બને. અને છેવટ સોંઘું પડે. પરંતુ હાલમાં તો એક અંજનરૂપી બની ગયું છે. જેથી કાંઇ ચાલી શકતું નથી. સર્વે કોઈ તૈયાર ઉપર પડયું એટલે બનાવવાની માથાકુટ છોડી દીધી. પ્રથમ એક પૈસાની બે પેટી મળતી તો હાલમાં બે પૈસાની એક પેટી મળે છે.

તે કારણ શું. કેટલાક એવો પ્રશ્ન કરશે કે પાક ઓછો થવાથી. મોંઘવારીના લીધે. ખરચનો વધારો થવાથી તેની કિંમત મોંઘી છે. પણ ખાસ પ્રશ્ન એવો સમજો કે જે વસ્તુ વગર ચાલતું નથી એ ચીજ પારકાના હાથે પડી છે તો તે ધારે તેટલા પૈસા લે. પરંતુ આપણે આપણા દેશમાં જ બરાબર તજવીજ કરવી જોઇએ. ગ્યાસનાં પાકિડરો તથા ઇલેક્ટ્રિક તેમ જે જે ઉજાસ આપનારી ચીજો છે તેના પાકિડરો કેમ બને છે, તે બદલ પણ ધ્યાન આપવા જરૂર છે. એક દીવાસળી ઉપરથી દરેક લાઇટ આપનારી ચીજને લાગુ પાડી જોવું જોઇએ. આપણી બાળવાની તેલી જણસો ત્યાં આગળ જઈ અહીંઆ મોંઘી ખરીદવી. તેમ તે ગએલી ચીજો બીજા રૂપાન્તરમાં બની આવી તે પણ પૂરતા પૈસા આપી લેવી ને આપણે ત્યાંની જમીનમાં નીકળેલા પદાર્થોનો પાકિડર વાપરવો. એટલે પરદેશી કારીગરી બધી જગ્યાએ માર ખવરાવે છે. આ બાબતો કાચ તેમજ દરેક ચીજોને લાગુ પાડવાની છે. આપણા સ્વદેશીઓ કારીગરી કરી એ રૂપીઆની ચીજ ઉપર બે આના નફો ખાય ને (વેપાર) કારીગરી વધારે તો જ વધે ને સુધારો કરી શકે. પણ એ રૂપીઆના માલ ઉપર આઠ આના નફો ખાય ને પછી પરદેશી સસ્તા માલ ઉપર લોકોના જીવ દોડાવે તોજ અહીંઆની કારીગરીને બગાડે ત્યારે આ બધું કરનાર કરાવનાર કોણ છે. એક હિન્દુસ્તાન છે. એકસંપ હોય તો જ જય થાય, ફૂટથી થતું નથી. ( જુઓ ઝાંસીની વાત. )



## ૯–કાગળ.

કાગળ એ આપણા દેશમાં અમદાવાદ અંકલેશ્વર એવી બીજી ઘણી જગ્યાએ બને છે. તે બનાવટ આપણા હિન્દુસ્તાનને એક મણ અનાજમાં એક દાણા બરોબર છે, જેથી કરોડો રૂપીઆના બહાર દેશાવરથી આવે છે. અને વળી એવી એવી ફેશનમાં આવે છે કે ખરીદનાર એક વખતનો વિચાર કરે છે કે ઓહો કેવા બનાવ્યા છે, ભાઇઓ પરદેશીઓએ હુન્નર વધારી ઘેલા બનાવી દીધા છે. અમદાવાદના બનતા કાગળ ચોપડાના કામમાં આવે છે. અને હાલમાં સુધરો થવાથી લખવામાં પણ સારા રહે છે. પરંતુ બહાર દેશાવરના જે જે પોલીશથી આવે છે તેવા અહીંયાં નથી બનતા તેનું કારણ શું એવાં કઈ જાતનાં મિશ્રણો વાપરે છે કે જેનો કોઇ રસાયણશાસ્ત્રી વિદ્વાને શોધ કર્યો નહી. પરંતુ હવેથી જો શોધ થાય તો ઘણો ફેર પડે કેટલાક એમ કહેશે કે સુધરેલા દેશો પણ એકમેકથી મંગાવી રહ્યા છે તો આપણે શું તે ઠીક પરંતુ તે દેશો તે બદલના હુન્નર જાણે છે એમાં ભૂલ નથી અને વળી પૂરતી રીતે જાણે છે. આપણો હુન્નર તો કાગળની માફક અધુરો છે. પણ જો હિન્દવાસી પોતાનોજ માલ ખરીદ કરે તો ખુશીથી હુન્નર વધે. વખતે માલ પુરો પડી શકે નહીં તો બીજા પોતાના દેશોમાં બનાવવા શરૂ કરે. બનાવનાર ઘણા ડરી જાય છે કે આપણે જે હુન્નર કાઢી વેચવા જઇએ છીએ તો ફેશનના માલની હરીફાઇ થતી નથી ને વળી કોઇ લે (ખરીદે) નહીં મોઘો પડે.ને મૂડી જાય, આવાં કાચાં હૈયાં રાખનાર ક્યાં સુધી ટકી શકશે અને બીજું શું કરી શકશે તો તે વાતને અમલમાં લાવવા શું કરવું જોઇએ કે જેથી પોતાના દેશની પ્રજાને ભવિષ્યમાં સત્તાવાન થવાય.

૧૦-રૂ.

રૂ એ ઉંચામાં ઉંચું ફુલ છે કે જે મનુષ્ય માત્રને ઢાંકનાર છે. આ રૂમાંથી સુતર બને છે તે સૌ કોઇ જાણે છે તેમ સુતરમાંથી કાપડ બને છે તે પણ જાણે છે. પરંતુ ફેશનમાં બહારનું એટલે મો-હવિલાસ) માનનારને માટે કાપડ આજકાલ બહાર દેશાવરથીજ આવતું હતું જેથી ઢાકા, કાશ્મીર, મદુરા, કોઇમતુર, નાગપુર, અમદાવાદ, બુરાનપુર વગેરે એવાં હાથવણાટનાં શહેરોની કારીગરી તદ્દન ફેરફારમાં આવી ગઇ અને કેટલાક તો ભૂલી પણ જવા આવ્યા કારણ શું છે તે સૌ કોઈ જાણે છે વળી મશીનરી કાપડ થતાં ફરી હાથના સુતરનો ભાવ પૂછાયો નહિ, કારણ કે મશીન એ જેટલું કામ કરે છે તેટલું હાથ કરી શકે નહી જેથી મોઘું પડવા જાય એટલે લોકો સોંઘા ઉપર કદાપિ દોડે કારણ કે ગરીબને તો સોંઘું જોઇએ પરંતુ આપણો ખરો ગુરૂ ઉપદેશ એ છે કે હાથે કાંતવું ને હાથે વણવું તો ખુશાથી સોંઘું પડેલુંજ છે. એમાં કાંઇ સવાલજ નથી. એ પ્રમાણે ચાલુ રહેવાથી અસલી કારીગરી જરૂર નીકળી આવી છે. ને આવશે ઝીણામાં ઝીણું કામ ખુશાથી થાય. વિચાર એજ કરવાનો છે કે ઝીણામાં ઝીણું સુતર તો આપણા દેશોમાં બનતુંજ નથી. કારણ કે બહાર દેશાવરથી ઝીણા સુતરનો માલ આવવાથી કારીગરી નીકળી ગઈ તો તે જાગૃત કરવી જોઇએ કારીગરો એમ કહેશે કે ઝીણું કામ બનાવતાં મશીનરી કરતાં મોંઘી પડે છે. અને માલ કોઈ લેતું નથી. જેથી ઇલાજ ચાલતો નથી. તો મીલ માલિકોએ પહેલું તો ઝીણું સુતર કાઢી હાથ કારીગરીવાળાને પુરૂં પાડવું જોઇએ. કદાપિ ઉંચા નંબરના સુતર કાઢવાને કાંઇ અડચણો આવતી હોયતો દુર કરવી જોઇએ.

જો કાનુનથી અડચણ આવતી હોયતો સરકાર પાસે માગણી કરવી જોઇએ. કદાપિ તે સબંધી અડચણ આવતી હોય તો તેનું કારણ શું છે તે કરવું જોઇએ. કારણ કે હાથ કારીગરી વાળાને ઉંચામાં ઉંચું સુતર પુરતી રીતે મળી શકતું નથી. તે સુતર માત્ર મીલોમાંને મીલોમાંજ પુરૂં પડી રહેછે તો મીલ માલિકોએ હિન્દુસ્તાનમાં જે નીકળે છે તેનાથી ઉંચા નંબરના સુતર કાઢવાનો ઉપયોગ કરવો કે જેથી બહારનું જે સુતર આવે છે તે નહી આવતાં દરેક ઝીણું કામ કરનાર જેવા કે, મદુરા વગેરેને પુરૂં પડી રહે કારણ પ્રથમ ઉત્પન્ન સુતર ઉપર છે. તે બદલ ખાસ ધ્યાનમાં લેવા જરૂર છે. જુઓ હુન્નરનો પ્રકાશ કેવી રીતે છે અને પરદેશી હુન્નર કેટલો નચાવે છે, પરંતુ આ વાતમાં હાથ વણાટનું કામ ઘણુંજ ઉપયોગી થયું છે અને ગરીબને તો કરોડ દરજ્જન જેટલું ઉપયોગનું થયું છે જેથી હિન્દુસ્તાન વાસીઓમાંના સર્વે શ્રીમંતોએ તો પહેલું કરવા જરૂર છે. કારણકે તેઓ પહેરવા લાગ્યા છે તો કારીગરોને ઉત્તેજન છે. જેથી કારીગરી વધશે ને પાછા હાથવણાટ કરનાર, શ્રીમંતોને આશીર્વાદનો પોકાર કરશે, (પરંતુ હાથ વણાટ વાળાએ એટલું તો જરૂર ધ્યાનમાં લેવું કે ઠીક છે ચાલો એક જાતના ડબલ કરીએ એવું કરવાનું નથી.) હુન્નર વધારવા જરૂર છે વળી મીલોવાળા (કાપડ) આગળ હાથ વણાટ સબંધી સોંઘા મોંઘાની ગણતરી થવા માંડે તો મીલવાળાઓએ ખાસ ઉંચા નંબરના સુતર કાઢવા ઉપર ધ્યાન આપવું જોઇએ તો હિન્દુસ્તાનની ચઢતી થાય. ચીજો બહાર દેશાવરથી કારીગરી રૂપે બની આવે છે તો હિંદુસ્તાનની કેટલી કારીગરી રૂપે ચીજો બહાર જાયછે તે જોશો કે સર્વે સમજાઇ આવશે. જે પ્રમાણે સુતર છે તેજ પ્રમાણે

ઉન બદલ પણ સમજવાનું છે વળી જો કે હજારો પુસ્તકો હુન્નર સબંધી નીકળ્યાં છે અને તે શ્રીમંતો તથા વિદ્વાનો જાણી રહ્યા છે. તથા આ એક પોકેટડાયરી માફક રાખવા જેવું છે. વળી સર્વે પોશાક કરવા બદલ દશ રૂપીઆ વારનું કાપડ લગભગ ચાળીસ રૂપીઆ થાય તો હાથવણાટ દશ આના વાળું કાપડ રૂપીઆ આઠમાં કામ થાય. અને કામપણ તેવુંજ આપે (અને એથી વધારે ગણીએ તો પણ હરકત નથી) તેમ ચાર પાંચ ઘણા દામનો બચાવ થાય છે ને હુન્નર વધે છે તો સરવે બાબત ધ્યાનમાં લઇ નફા તોટા સમજવા જોઇએ તોજ વૃદ્ધિ છે તો જે રાજા રૂ (ફુલ) કે જેણે હાલમાં ધારો કે ટોપી જેવી વસ્તુ સુતર અગર ઉન બનાત વગેરે કોઇપણ જાતની સમજો પણ જે ટોપી પાંચ દશ પંદરથી મળતી તે અત્યારે ત્રણ આનાથી કામ થાય છે. જુઓ તેત્રીસ કોટિ પ્રજા કેટલા રૂપીઆ જતાં (બહારખાતે) અટકાવે અને કદાપિ સદર રૂપીઆનો સંપથી ભંડોળ કરી બીજાં કારખાનાં નીકળે તો હિન્દુસ્તાનનો હુન્નર વધે. લાખો માણસોની રોજી ચાલુ થાય, તેમ એક ટોપી ઉપરથી પરદેશી લાખો જણસોના ઉપર દૃષ્ટિ ફેંકી જોશો તો કરોડો રૂપીઆ જતા અટકાવશો. જુઓ કે જે પ્રજા પાંચ સાત કરોડની છે, તે કેટલા સુધારા ઉપર આવી છે અને કામ કરે છે તેમાં આપણ શું કરીએ છીએ તે સમજાશે. વળી સુધરેલા દેશોમાં ગરીબ અગર તવંગર કોઇ સાદા અગર મોટા હુન્નરવાન વગરના થોડાજ હશે.



## ૧૧-દારૂ.

દારૂ એ આપણા હિન્દુસ્તાનમાં ઘણા વખતથી મહુડાં જેવી ચીજમાંથી કાઢવામાં આવતો અને તેનો જ લોકો વાપર કરતા હતા. હવે હાલના જમાનામાં સુધરેલી ફેશનથી બહાર દેશાવરનો માલ ઘણાં ઘણાં સારાં નામ અને લેબલોવાલો આવવા લાગેલ છે જેની કિંમત એકથી પચાસ અને તેનાથી પણ વધારે રૂપૈઆની હોય છે એવું સાંભળવામાં આવે છે. હે હિન્દવાસીઓ આ દારૂએ સત્યાનાશ વાળવા જેવું કરી દીધું છે અને તેમાં લાખો રૂપૈઆની પાયમાલી કરી છે તેમ અક્કલને ઘટાડી આબરૂની પાયમાલી કરનાર આના સીવાય બીજી કોઈ પણ ચીજ નથી તો તે બદલ ખાસ સમજ લેવી જોઇએ. કેટલાક દારૂડીઆ એવા પડેલા છે કે ખાવા નહી મળે તો ખેર, પણ મળેલા પૈસાનો દારૂ પીએ છે, અને તેવો ઇસમ કદાપિ બૈરાં છોકરાંવાલો હોય તો તે બૈરાના પૂરા ભોગ જ મલ્યા સમજી લેવા. છેવટે તે કામ ઉપરથી બીજાં ઘણાં વિપરીત લક્ષણો ભોગવી, ફેલમાં બૈરાને સુદ્ધાં વેચી છોકરાંનું જીવતર બગાડી, આબરૂના કાંકરા કરે છે. તેમ કેટલાક સહેલ સપાટીઓ ખાવાના પુરેપુરા વાંધા છતાં કુદરત અંગે પરભારી મલતી દસ દસ વીસ વીસ રૂપૈઆની એક એક બાટલી, એવી કીંમતનો દારૂ વાપરી સામાને પૈસાનું પાણી કરાવી બુદ્ધિબળ ઘટાડી નાંખે છે. છેવટે તેવા પુરૂષો અને સ્ત્રીઓ કોઇ પણ જાતનું કામ કરવા લાયક રહેતાં નથી માટે આ દારૂની જડ કાઢવા ખાસ જરૂર છે ને કરેલાં ખોટાં કામની ઇશ્વર પાસે માફી માગવી જોઇએ કે ફરીને થાય નહી.



## ૧૨-તમ્બાકુબજાર.

તમ્બાકુ એ એવી અજાયબ જેવી વસ્તુ છે કે ખાવાની, પીવાની સુંઘવાની, એવી ઘણી ઘણી બનાવટથી વપરાય છે પરંતુ તમ્બાકુ પીવાથી કલેજાને ચાંદી પાડી, ખૂનનો બગાડ કરે છે સુંઘનારને મસ્તકમાં ગરદી કરી મુકે છે તથા ખાનારને દાંતનું નુકશાન કરી વૃદ્ધાવસ્થા દર્શાવે છે. આ ચીજ આવું કામ કરે છે છતાં પ્રથમથી જ વપરાશમાં આવી ગઈ છે તેમાં વલી સદર બાબત વીશે ઓછામાં પૂરૂં એ છે કે બહાર દેશાવરથી કેવી જાતના અર્ક અગર પાણી અગર ચીજો તેમ કેવા રૂપાન્તરથી બનાવટ કરેલા કાગળ વગેરે અજાણ્યું વપરાઈ સીઝર સીગારેટ, ચીરૂટ તેવી બીજી ઘણી જાતની બનાવટ સમજો પરંતુ લાખો કરોડો રૂપૈઆનાં પાકીટ પેકનાં પેક આવી રહ્યાં છે અને રંગબેરંગી લેબલો લાગવાથી મોહમાં મગરૂર બની લપટાઈ ઘણા લોક વાપરી રહ્યા છે. પણ જો કદાપિ આપણોજ માલ વાપરી પરદેશનો માલ નહી વાપરવા તથા વધારે પૈસાની પાયમાલી થતી અટકાવીએ તો શું વાંધો છે ધારવા મુજબ કાંઇ નથી ને પૈસા બચે છે કારણ કે દેશી બીડી એક પૈસાની દસ અને પરદેશી એક પૈસાથી માંડીને એક આનો અગર તો વધારે પૈસાની બિલકુલ એક જ બીડી એવી પણ આવે છે. તો દેશી વાપરવામાં સારી કે પરદેશી સારી, એનો વાંચનાર પોતે જ વિચાર કરશો. તેત્રીસ કોટિ પ્રજામાં જેટલા વાપરનાર હશે તેઓ જો સમજશે તો ઘણા પૈસાનો બચાવ થાશે. આ એક પૈસા બચાવવાનો સહેલો ઉપાય છે એમાં મહેનત નથી એક ટેક છે કે જે ટેકથી શરીર સુધરી જાય છે અને દેશને ઉન્નતિ મળે છે. પરંતુ આ ટેક રાખવી ઘણી મુશ્કેલ છે પણ

જુઓ કે હાથ વણાટથી માથાનો મુગટ ટોપી વાપરવાથી જેટલો ફાયદો થયો તેટલોજ ફાયદો કરવાને આ કામમાં માત્ર મનોબળનીજ જરૂર છે અને તેથીજ પૈસા બરબાદ થતા અટકે છે. કોઇ શોખીન સાહેબો એવા પ્રશ્ન કરશે કે આવું તે શું લખાણ છે. કારણકે સામાં પાંદડાં પીવાથી નુકશાન થાય છે અને ફેશન માલ પીવાથી ફાયદો થાય છે પરંતુ આ એક ભૂલ છે તો શું કરવું કે બહાર દેશાવરી માલ વાપરતા અટકવું જોઇએ. તેમ છતાં આપણા દેશોમાં ફેશન-વાલાં પાર્ટીઓ નીકળવા માંડયાં છે તો પણ પેલા માલ આવતા અટકતા નથી એનું કારણ એ જ કે માત્ર ફેશન પૈસા ખેંચી લેવા માંડી છે, તેનો વિચાર પુર્ણ કરી અટકાવ થાય તો ઠીક અને તમો ઘણા જ શોખમાં પડી ગયા હો તો તમ્બાકુની તેવા-પ્રકારની કેળ-વણી કરો વળી તમ્બાકુ એ કાંઇ હિન્દુસ્તાનના વારસામાં નથી. ફક્ત પાંચસો છસો વરસથી આ બીજ આવ્યું છે તે રોપ કરનારે એવો પાયો નાખી દીધો છે કે જેના વગર ચાલે જ નહી તેમ પાછું દર સાલ કરોડો રૂપૈઆ ઘસડી જાય છે. એવી જ રીતે પરદેશીઓએ એક એક હુન્નરના એવા રોપ મોકલવા માંડયા છે કે કદાપિ નાબુદ થાય જ નહી. જેથી તેઓ અબજોપતિ બની ગયા. તે બદલ સર્વે વિદ્વાનો તેમ જ ગૃહસ્થો જાણે છે, વળી બીડી પીનારના મ્હોડામાંથી કેવી દુર્ગંધ નીકળે છે તે ઉપરથી જણાય છે કે આ ચીજ કેટલી ઝેરી છે. (ખરાબ) ચીન દેશ બધો અફીણ ખાવા માંડયો હતો તેમાંથી સમજાણું કે આ કામ કરવાથી કારીગરીને નુકશાન થઇ પરદેશમાં પૈસા જાય છે ને શરીર બેડોળ બને છે જેથી સખ્ત બંદોબસ્ત કર-વામાં આવ્યો છે. તેવી રીતે અહીઆં કેમ થતુ નથી તદ્દન બહાવરા

બની જવું એ ઠીક નથી દેશની ખરાબી થઈ પેસા પાણી થાય છે, ધ્યાન લ્યો.



## ૧૩-ગણતરી.

હવે આપણે પાઠણ જેટલુંવાંચી ગયા તેટલામાં બધું આવી ગયું એમ નથી કારણકે બહાર દેશાવરથી જુદી જુદી કારીગરીની ચીજો કેટલી અને કેટલા પ્રમાણમાં આવી રહી છે તેની ગણતરી પણ કરી શકીએ તેમ નથી એટલો બધો પરદેશ હુન્નરવાળો થઈ ગયો છે. અને હુન્નરથી અબજપતી બની રહ્યો છે તો જો આપણો હિન્દુસ્તાન કે જે તેત્રીસ કોટ પ્રજા વાળો છે તેમાં જો એક લાખ માણસની સંખ્યા. માંથી જો એક વિદ્વાન હુન્નરવાળો નીકળે તો તેત્રીસ કોંટમાથી તેત્રીસોહો થાય આપણી અસલી કહેવત છે કે કાળામાથાનો માનવી ધારે તે કરે એટલે શું કે કોઇ સારો હુન્નર કાઢે કે જે હુન્નરથી લાખો માણસોનું પોષણ થાય એટલે જુઓ કે ટ્રેન ચલાવવામાં વધારે માણસોની જરૂર છે પણ તેનો મુળ શોધ કરનાર એકજ વિદ્વાન હતો. તે સૌ જાણે છે એવી રીતે ( ગ્રામોફોન ) હવામાંથી માણસનો સુર પકડી લઈ ઘણા વખત સુધી રાખી શકે છે તેનો શોધ કરનાર પણ એકજ વિદ્વાન નીકળ્યો આપણે તો ધક્કા ખાઇ ટાઇમ પહેલાં બેસી રહી ટીકીટો લેતા રહ્યા ને છનમ છના તો હિંદુસ્તાનના પૈસાની બહાર દેશાવરી કંપનીઓ ખાઇ રહી છે. માત્ર વાતો રહી કે કેવી મજાની તેમ વાજીંત્ર કે જે માણસના અફસોસને દુર કરનાર છે તેની પણ સૌ કોઇ હકીકત જાણે છે પરંતુ હાલના વેપાર ધંધા એટલે

ચાલતા ટાઇમમાં હિન્દુસ્તાનમાંતો કેટલાક વર્ગ કે પૈસા ક્યાં છે પૈસા ક્યાં છે એમ પોતાને પેટ સારૂ અફસોસ માને છ તો (હુન્નર હાથમાં કોઈપણ જાતનો) કરી અફસોસને દુર કરવો કે સામાવાળાઓને ઉલટા ઘરમાંથી પૈસા કાઢીને અફસોસ દુર કરાવવો કઈ વાત પસંદ કરો છો પણ તમો વિચાર કરોજ શાના કેમ કે ચાર દીશામાંથી એવો તો અંધકાર દેખાય છે. કે આ મોહીનીના સામું શું બનાવીએ તે કાંઇ ઉકલી શકતુ નથી પણ આ એક મોટી ભૂલ છે કારણ કે આ સર્વે બાબત હિંદુસ્તાનમાં બનાવવા માટે જો મનોબળ સિદ્ધ થાય તો પછી રહ્યુંજ શું પણ તે કયારે થશે જુઓ તો ખરા લોકો કહે છે કે અસલના વખતમાં વીમાનો ઉડતાં હતાં અને વળી દેવો બેસી ફરતા હતા. તો હાલના વખતમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે જેવી રીતે પંચભૂત કહેવાય છે જેવા કે, (પૃથ્વી જળ તેજ વાયુ આકાશ) તેઓ સર્વેને વશીભૂત બનાવી કામ લેવાય છે તે સૌ પોતાની નજરે જુએ છે. વળી આપણે ગંધક; મોરથુથુ, જસત, તાંબુ, વગેરેની વાતો કરીએ છીએ. ને તેઓ એમાંથી ઇલેક્ટ્રીક બનાવી કરોડો રૂપીઆ પેદા કરે છે. ને તે ઇલેક્ટ્રીકથી એક માણુસથી માંડી જેવું જેટલું કામ તેટલા માણુસો નહીં રોકતાં ઇલેક્ટ્રીકને મજુર બનાવી હજારો જાતનું કામ લે છે તો વાંચનાર આપણા હિન્દુસ્તાનમાં નોકર વર્ગ વિશેષ છે. અને હુન્નર વર્ગ ઘણો જ ઓછો છે, તો મજુરી મૂકી હુન્નરવાન થવું જોઇએ કારણ કે એકજ દાખલો જુઓ માત્ર દળવાનુંજ કે જે મશીન વગેરે સાહિત્ય છે તેમાં પરદેશમાં પરદેશીઓની પોતાની ચીજોનું તો વેચાણ થઈ એઓના ઘરમાં તો પૈસા પેસી ગયાને માલ ખપતનો હુનર ચાલુ રહ્યો તમારે માત્ર

અહીંઆં પૈસા ( એક જાતનો દંડ ) ભરી દળાવવું જોઇએ કારણ કે એક રૂઢી પડી. આવા નાચ જોવાય છે. તો ઉછરતી પ્રજાને ભવિષ્યનો સુધારો આપવો જોઇએ કોઇ એવો પ્રશ્ન કરશે કે ઘરમાં પાંચ દશ માણસ ખાનાર હોય ને પૈસા મેળવનાર એકજ હોય તો હુન્નર ક્યાં કરવા જવો. કારણ કે પેટ ભરવા પૈસા તો જોઇએ પરંતુ પોતાના ટાઇમમાંથી માત્ર અડધો અગર એકાદ કલાક હુન્નર બદલ ફુરસદનો કાઢી હમેશાં પોતાનું કામ ચાલુ રાખે તો બે પાંચ વરસે પોતાનું કામ ફળીભૂત કરી શકે અને છેવટમાં સારી ઉન્નતિ વધારી ભવિષ્યમાં પોતાની પ્રજાને હુન્નરવાન કરી શકે તમારા કુલ રસકસ કે જે ખોરાક તેને બહારખાતે આપી તમો તે શીવાય તમારા પગથી તે માથા સુધીને લગતી તેમ ઘણી પ્રકાર એમાં આવી જાય છે. તે સર્વે માત્ર બહાર દેશાવરની આશા તૃષ્ણાં ઉપર રહી તાકી રહ્યા છો. રૂપીઆની બે મણ બાજરી મળે તો તમારે ઓછા પૈસાથી ચાલેને ? પણ ના ના એતો બહાર ખાતે આપી અહીંઆં ફેશન ખરીદવા મજુરીજ કરવી એ પસંદ કરો છો શું છે જુઓ.



## ૧૪-જમાનો.

હિન્દુસ્તાન ઓ હિન્દુસ્તાન તારી સુવર્ણ ભૂમી એક વાર સુવર્ણમાં જ રમી રહી હતી. તે હાલમાં રાક્ષસી બળથી લોખંડમય થઈ મુંઝી રહી છે, ફેસનના બહારમાં જઇ એક પણ ચીજ યંત્રબળ શીવાયની વપરાતી નથી, કારણ કે મોહાવિભૂતિ યંત્ર સામાન એવો તો બની બની આવી રહ્યો છે કે ( સાપના છછુંદરા માફક ) મુકાતો

પણ નથી તેમ બનાવી શકાતો પણ નથી. જેમ પતંગીયું દીવા ઉપર ચડે છે તેમ. હિન્દુસ્તાનની પ્રજા નાનાથી તે મોટા સુધી ફેસનમાં પડી રહી છે. પરમ કૃપાળુ ઇશ્વરરૂપી મહાત્માના ઓધાથી કાંઇક ઉદ્યોગ ચાલ્યો છે. પણ જે દુનિયાનો રાજા રૂ છે તેવો જ ¾ ભાગ બીજો, ઘણો જ રહ્યો છે. વળી હિન્દુસ્તાન શું કરી શકશે કારણ કે હિન્દુસ્તાન મલાઈ વગરનું દુધ પીનાર છે. મલાઇ ખાનાર તો અલક છે. દેવમાં દેવ (પયને અન્ન) તે પણ માંહોમાંહે સંભાળી હિન્દુસ્તાન પોતાનું ભલું કરી શકતો નથી ને ઉલટપણું દેખાય છે. પરંતુ વાંચનાર આ જરૂર ધારજો કે સ્વપ્ન રૂપી દેખાવો માફક નાણું વધારે દેખાડ થઇ સર્વે સત્વ જાય છે, ને સરવે સત્વ ગયું એટલે પાછું નાણું પણ નાણાને ઠેકાણે થઇ જાય છે, તો સમજો કે એવી દશા આ હિન્દુસ્તાનની છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વેદ ચાર છે ને યુગપણ ચાર છે. એટલે સર્વ વેદોમાં શું સાર છે તેના પ્રત્યક્ષ પ્રમાણો બહારના દેશો બતાવી રહ્યા છે અહીંઆં તો માત્ર બોધરૂપી દેખાવો રહ્યા છે, ને વાતો રહી છે કે ફલાણો ધર્મ તો આવો છે ને ભગવાન ફલાણું કરી ગયા છે. બસ ત્યારે આવી રીતે ચાલ્યા કરે છે ત્યારે હિંદુસ્તાન બહારના દેશ શું કરી રહ્યા છે. કે વેદમાં શું છે ને તે કરવાથી શું થાય છે તે સરવે ખુલ્લું કરી પ્રત્યક્ષ બનાવી દીધું છે આપણે પંડિત પાસે સાંભળ્યું કે હનુમાન લક્ષ્મણજી સારૂ અમરદીવો આકાશ માર્ગથી લાવ્યા ત્યારે હાલમાં એરોપલેન નજરે દેખાડયાં કે જે અમેરિકાથી ઇંગ્લાંડને મુંબાઈ આકાશ માર્ગે ઉડી રહ્યાં છે. બીજું રાવણે સર્વે ગ્રહોને બાંધ્યા તો ઇલેક્ટ્રીક દરેક કામ કરી આપે છે, જુઓ હકીકત કેવી છે વળી ચાર યુગમાં હાલનો યુગ કળીયુગ નામે ઓળખાય છે.

એટલે દરેક યુગ કરતાં કાંઇક નિંદત છે, કારણ કે લોકીક માન્યતા છે પણ યુગનો દોષ નથી. હલકા તે મોટા ને મોટા તે હલકા થયા કારણ કે જે વર્ગ કારીગરી તરીકે રહ્યો એટલે તે પણ પુરી નહીં માત્ર ૧/૧૬ મા ભાગનીજ સમજો ને બીજો વર્ગ રહ્યો તે સર્વે નોકરી માંને ૧/૧૬ મા ભાગનો ધંધામાં ગયો પણ હુન્નર સબંધી મીંડુ અને વળી મીંડુ તો મીંડુ પણ પાછી ફેશન પડી એટલે કારીગરીનો હિસાબ ઉઠી ગયો. ધારો કે નાટક કરનાર મોહનીરૂપ ધારણ કરી દૃષ્ટિ ખેંચાવે છે એટલે બીજે દીવસે પાછો માણસ જોવા જાય. તેમાં વળી ગરીબ ત્રણ દહાડે થાકી જાય. ને શ્રીમંત કાંઇક વધારે વધારે જોઈ છેવટ થાકે તેમ આ હિન્દુસ્તાનરૂપી કામેઘેનું સુધરેલા દેશોની મોહની જોઈ દોવાઈ જાય છે. પણ કાંઇ આંખો ઉઘડતી નથી. મલબારી સાગની દેશી ખુરશી મજબુત હોવા છતાં રૂપીઆ પાંચ અપાતા નથી. પણ જો ઓસ્ટ્રેલિયન ખુરશી ત્રણ આનાના લાકડાની હોય તો રૂપૈઆ આઠ ખુશી થઇ આપીને વધારામાં વળી આજીજી કરી લેવાય છે, આનું નામ ફેશન. પણ નથી તો કારીગર લક્ષ આપી બારીક નજર દોડાવતા તેમ શ્રીમંત્ તો દોડાવે જ શાની. કારણ કે હાલના જમાનામાં ઘણાએક શ્રીમંતો ખાઇપી એકબીજાની દેખાદેખી જોઇ મોટરો દોડાવી જરમન દેશમાં રકમો નાખવા લાગ્યા છે. ને બીજી વધારે હોય છે તે શેર બજારમાં નાખી કમીજાદા કર્યા કરે છે પણ કોઇ એવું ગંજાવર ખાતું ખોલાતું નથી કે જેમાં લાખો માણસો રોકાઈ એક રજીસ્ટર હુન્નર નીકળે કે જે હુન્નરથી બહાર દેશાવરની જરૂર પડે નહી. આ બાબત કાંઇ બનતું નથી આપણા હિન્દુસ્તાનને એક જ પાટી આવડે છે. તેશું તેમાંનો એકજ દાખલો લઇએ ધારો કે એરંડા આ

હિન્દુસ્તાનની પેદાશ છે ને હાલ ભાવ રૂ ૩) છે. પણ કદાપી સ્ટીમર આવીને ભાવ ચઢયાતો કોઈ એક દાણો પણ રાખશે નહી. ભલેને રૂ. ૧) નું દીવેલ શેર ૨ લેખે થાય તો શું થયું પણ ઉપલા ટાઇમમાં વેચી ખાશે દુઃખી થાશે તેનો જરાપણ ખ્યાલ નથી તેમ પૈસા કરી પાછા બહાર દેશાવરી વસ્તુઓમાં ઘાલશે એટલે માલનો માલ પણ જાયછે. ને પૈસા પણ જાય છે જેથી છેવટમાં કાંઇ રહેતું નથી તેવીજ રીતે સરવે બાબત જોવાનું રહ્યું વળી જો કોઇપણ રીતે સુધારા ઉપર નહિ આવે તો ઉછરતી પ્રજાને હુનર શું વસ્તુ છે તેનો ખ્યાલ પણ આવશે નહીં વળી બહારના દેશો એવા છે કે જ્યાં અનાજ ફળ ફુલ પાકી શકે નહીં પરંતુ તેવા દેશના લોકોએ પણ હુન્નરથી શોધ કરી પાક લેવા માંડયા છે, જેથી ભવિષ્ય જોતાં કોઇ વસ્તુની જરૂર બહારના દેશો ચાલતા સુધી પાડી શકશે નહીં. છેવટે ન ચાલે જે જોઇએ તે ઠીક પણ બનતા સુધી પાડી શકશે નહિ પણ હિન્દુસ્તાન જો સુધારા ઉપર (એટલે હુન્નર ઉપર) નહી આવે તો બહારગામની વસ્તુ સિવાય બેશી રહેશે. આ બરાબર સમજવું.



## ૧૫–સટ્ટાબજાર.

ગૃહસ્થો અસલના વખતમાં જીબાન ઉપર લાખો રૂપીઆ આપ લે થતા. અને વળી દેણદાર ગમે ત્યારે આપે પરંતુ કોઇ પ્રકારમાં વાંધા ઉઠાવતા નહી કારણ કે સત્ય હતું અને હાલમાંતો મુદત થઇ કે ખલાસ થયું. ત્યારે આ પ્રમાણે થવા કારણ શું છે પારકાનાં દુઃખ જોઇ કેટલાકને હાંસી આવે છે. તો સટ્ટામાં શેઠીઆઓ હાંસી કરાવશો નહી તેમ

થોડ વરસોની રેલછેલ ડીમાક એવો તો જામી ગયો કે તેજી મંદીના સપાટા ઉપર સપાટા થયાને મોટરોની ધમાલ મચી રહી વલી આવી ધમાલમાં જે પડયો તે બાબૂ કે જેને દુનિયાનું (તે લાઇનનું) ભાન પણ નથી તેણે પણ વેપારના સપાટા ચલાવ્યા કારણ કે સાહુકારોને પોતાના માલ વેચી નાણાં સચવાયાં નહીં ને ક્રેડીટ શોધવા લાગ્યા. કારણ કે જલદી અબજોપતી બનવા બદલ હવે બાબૂએ સાધારણ નુકશાન વહેંચવા માંડયાં હતાં કારણકે થોડું ગુમાવે ને થોડું મેળવે જેથી ક્રેડીટ તો પડી રહી હતી. પરંતુ થોડામાં સમાવેશ કરી શકાતો નહીં કારણ કે મોટર સિવાય રંગીલબાબૂને ચલાતુંજ નહીં. જેથી વિચાર કર્યો કે આ પાર કે પેલાપાર એમ ચલાવતાં ચલાવતાં ગાડું દરીયામાં ઝોકાં ખાવા લાગ્યું જેથી રંગીલબાબૂએ જાણ્યું કે હવે દાવ હાથમાં રહી શકે તેમ નથી જરૂર ડુબશે. ત્યારે હવે શું કરવું ઇલાજ નથી પણ જરા સબુર કરો કારણ કે પાંચલાખ પાનાની બૂક–કાયદો તૈયાર છે. ગભરાવાનું કારણ નથી. ઉડાવો સપાટો ને ચોપડા કોર્ટમાં નાંખી ખેલ ખલાસ કરો. ગ્રહસ્થો આ બધાં શાનાં ફળ છે કે જે શેઠીઆ હુન્નર એટલે શું કે લીયા ઓર દીયા. તેમાં વળી પોતે તો ધનાશા એટલે એમાં બાકીજ શું રહ્યું. તો ગૃહસ્થો પૈસા કોને ધીરવા તે વિચાર કરો. જવાબમાં એ કે પૈસા હિન્દુસ્તાનમાંથીજ વપરાય છે એટલે એક મરે ને બીજો તરે. એમાં મોટો વાઘ માર્યો કહેવાય નહી કારણ કે હિન્દુસ્તાનનો એક ગૃહસ્થ પૂરો ભીખારી થઇ બીજાને તાલેવાન કરે છે. વળી વડીલોપાર્જીત મીલકતવાળા શેઠીઆઓ પરમાત્માના પરમ ભક્ત કે જેઓએ દાખલા તરીકે તડકો જોયો નથી તેવા વળી ગરીબોનું પોષણ કરનારા આવા શેઠીઆઓના શાગરીત કે જે ગરીબ

ગુન્ડા અરધાં કપડાં પહેરી ધન ઘેલાઇ દેખાડનાર કારણ કે શેઠીઆ જાણે કે માણુસ ભલો ને સાદો છે. પરંતુ આવાં શીયાળોએ પોતાના લોભ માટે વિશ્વાસની જાળ નાંખી ઉંધુ સમજાવી વધારે કીંમતની મોટરોની લાલચો દેખાડી ચાલતા વખતોમાં કેવાં મોટાં ભારે નુકશાનો શેઠીઆઓને અપાવી પાયમાલીઓ કરવા માંડી છે. કે જેની અસર ચાલુ ધંધો કરનાર ગરીબોને પણ લાગુ થઇ તેમાં તેઓની પણ વચમાં શું હાલત ( દશા ) થાય છે તેનો કુલ ચીતાર હવેથી અપાશે.

અપૂર્ણ.



## શ્લોક.

## देशाटणं पंडित मित्रताच वारांगना राजसभा प्रवेशः

આ અર્થ સૌ જાણે છે કે વિદ્વાન દેશાટણમાં અને વારાંગના રાજસભામાં ત્યારે શું આપણા દેશમાં તો પરદેશી વિદ્વાન બરાબર પૂજાણા કે જેનો આબેહુબ ચીતાર કરતાં કરોડો પાનાં ભરાઇ જાય ત્યારે વિદ્વાન એટલે શું કે જે જે વિદ્યા દેશ પરદેશમાંથી મેળવી છે. તે વિદ્યા કળાથી સ્વદેશ જે પારકી વસ્તુઓના આધારથી બેઠો છે. તેનું રૂપાંન્તર કરી બતાવે કે જેથી સામાવાળાની જરૂર રહે નહીં.



વાંચો        વનસ્પતીની શોધ.        વાંચો

# વિદ્યા વર્ધક ગોળી.



૧. આ ગોળી મગજના તમામ તંતુઓને નિર્મળ કરી ખુશ મીજાજમાં લાવે છે.

૨. આ ગોળી નાના બાળકને આપવાથી શરીના તમામ નિર્બળ ભાગોને મજબૂત બનાવી લોહીનો ભરાવો કરે છે.

૩. આ ગોળી વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થીઓએ વાપરવાથી પોતાનો અભ્યાસ તુરત યાદગીરીમાં લાવે છે તેમ જે વિદ્યાર્થીઓને અભ્યાસ બીલકુલ યાદ રહી શકતો નથી. તેઓ ફતેહમંદ નીવડે છે.

૪. કોઇપણ માણસ આ ગોળી વાપરવાથી પોતાનું કામ સહેલાઇથી કરે છે, યાદશક્તિ રાખવાને આ ગોળી મગજનો એક રાજા છે,

૫. તમામ જાતનાં પડેલાં વ્યસનો જેવાંકે, દારૂ, અફીણ, ગાંજો, વગેરે તે આ ગોળી વાપરવાથી દુર થાય છે, તેમ વ્યસનની કુટેવ કોઇ દીવસ દેખાડી શકતી નથી.

૬. જે માણસો અભ્યાસ તેમ વેપારમાં થયેલા નુકશાનથી હાફ મેડ થયા હોય છે તેઓની ઘેલછા દુર કરવાનો આ એક મહાન ઇલાજ છે.

૭. આ ગોળી વાપરવાથી ગાયન કરનાર પોતાનો રાગ મધુર અને ચોખ્ખો કાઢી જીભનું અટકવું દુર કરે છે. તેમ ઉજાગરો કરનારને સારો ફાયદો આપે છે.

૮. વાપરવાની રીત એકથી બાર વરના સુધી ૧ થી ૬ ગોળી ઉપરનાએ ૧૦ સુધી પરહેજી કાંઇ નહી. રૂ. ૧ ની ૬૪. રૂ. ૦-૮-૦ ની ૩૨ રૂ. ૦-૪-૦ ની ૧૬.



## પૈસા ગુમાવશો નહી.

કોઇપણ જાતના વહેમનાં દર્દો બદલ રૂબરૂ મળો. અગર ખુલાસો પત્ર વ્યવહારથી કરો.

મણીલાલ સી. વ્યાસ. પોસ્ટ વડનગર.

જીલ્લે અમદાવાદ.



# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

## અમદાવાદ.



૧૦૦ રા. શંકરદાસ નારણદાસ.
૫ રા. બુલાખીદાસ મુગટચંદ.
૫ રા. બુધાલાલ સોમચંદ.
૫ રા. ચુનીલાલ કાળીદાસ.
૫ રા. ભગવાનદાસ અંબારામ.
૧ રા. રસીકલાલ છોટાલાલ.
૧ રા. ફુલચંદ આશારામ.
૧ રા. કાનજીભાઈ પુરસોતમદાસ.
૧ રા. હરીલાલ મણિલાલ.
૧ રા. રણછોડલાલ વિઠ્ઠલદાસ.
૧ રા. દસરથલાલ ચીમનલાલ.
૧ રા. પુરસોતમદાસ હેમચંદ.
૧ રા. ધનજીભાઈ ગણેશદાસ.
૧ રા. છગનલાલ અમીચંદ.
૧ રા. અંબારામ વલભરામ.
૧ રા. વીરચંદભાઈ છગનલાલ.

૧ રા. રાયચંદ કેવળદાસ.
૧ રા. વીઠલદાસ જીવરામ.
૧ રા. સોમાભાઈ હરીકીશનદાસ.
૧ રા. જયન્તીલાલ શંકરભાઈ. વસોવાળા.
૧ રા. વસંતલાલ હરીલાલ હાઈસ્કુલ.
૧ રા. વસાણી વેલસી લહેરાભાઈ.
૧ રા. જીવણલાલ કીરતનલાલ.
૧ રા. જુઠાલાલ નાનાલાલ શાહ
૧ રા. પુરસોતમદાસ છોટાલાલ.
૧ રા. પુરસોતમદાસ બેચરદાસ.
૧ રા. મોતીલાલ ખેમચંદ.
૧ રા. દલસુખરામ કરશનદાસ.
૧ રા. લખમીચંદ ભાણજી શીહોરવાલા.



વાંચો.　　　　વાંચો.　　　　વાંચો.

# અમૃતપાન.



હિન્દુસ્તાનના હિન્દુ, મુસલમાન, પારસી વગેરે સર્વે સદ્ગૃહસ્થો તથા મહાધીશોને વિનંતીપૂર્વક ખબર આપવામાં આવે છે કે હિન્દુ-**સ્તાનનો હીરો** નામનું પુસ્તક સ્વદેશ માટે છપાવ્યું છે, તે દ-તવંગર અને ગરીબને હમેશા પોતાની પાસે રાખવાની જરૂર છે. સ્વદેશ એટલે શું એ શબ્દ જે જાણે છે તેજ એનો ઉપયોગ કરશે કારણ કે જેમાં વેપારી-કારીગર મજૂર-નોકરીઆત તેમજ મહેનત કર-નાર તથા નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓ વગેરેએ શું કરવાનું છે તેની આબેહુબ જાણકળા છે કે જેથી માણસ જાત કોઈ રીતે ભૂલ-વામાં પડી દુઃખી થાય નહીં. સ્વદેશને ઉત્તેજન આપો જાણો કે શું છે.

મણિલાલ સાં. વ્યાસ.

પોસ્ટ વડનગર. જીલ્લા અમદાવાદ.

